બુક નં. ૧૩ મો. તા. ૩-૩-૨૦.

# "અમારા પીર નામદાર આગાખાનને ગરીબ ખોજાઓની તરફથી "અપીલ" કરનાર રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળા."



કિંમત અર્ધો આનો.



કેસનો ત્રીજો ભાગ છપાય છે.

ાર—રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાળા, [૫૫૮૪૭૬.]
—ત્રાંબાકાંટો, પાયધોની, મુંબઈ.
—શા. મગનલાલ જગજીવનદાસ.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

## જોખમવારી જગા ઉપર તાળાં વાપરનારને યાદી.



રહેમતુલાના ...ી શોધના મ...ત ચોર પકડવાના ...ટ તાળાંઓ.

પેટંટ રહેમતુલાના ...ી ની તાળાં ધ...ીની ગેરહાજરીમાં ...ીને ખોલે તો ...ાને ખબર પડે છે ... ચોરી પકડાય રહેતી ...ુ છે. ખરી ચાવી ખોવાઇ જાય તોપણ ધણીને ધાસ્તી નથી. પાછળથી ધણીને એકજ ચાવી વાપરવી ... તે ઉપરાંત પેટંટ તાળાની તોડવાની ગેરંટી. અને

વધુ ખુલાસા માટે પેટંટ ત્રીજોરી, તાળ... ફળોના ભાવનું કેટલોક મંગાવો.

રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળા ...

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુ...

આગાસુલતાન મહમદશાહ

આગાખાન,

મુ. મુંબઇ.

હાજર ઈમામ !! હું ગરીબ ખોજાઓ તરફથી અપીલ કરનાર આપનો મુરીદ રહેમતુલા ઇસમાઈલ ત્રીજોરીવાળાનો સુજીદો કબુલ કરશો.

( ૧ ) આપ ઇમામ લાંબા વખત પછી હીંદમાં પધારવાની દયા કીધી છે, તેથી અમો મોટાં ભાગ્યશાળી થયા છીએ.

( ૨ ) ગરીબ ખોજાઓને ઇસમાઈલી અમલદારોએ નજીવા કારણસર ઘણાઓને નાતબહાર કીધા છે, તે આપ ઇમામ લાંબા વખતથી હીંદમાં પધાર્યા, તેની યાદી કાયમ રહી જાય, તેના વાસ્તે જે ગામોમાં ગરીબ ખોજાઓને ઇસમાઇલી અમલદારોએ નાતબહાર કીધા હોય, તે બધાંઓને "માફી બખસવા" દયા ફરમાવશો.

( ૩ ) અમારા ધર્મ પ્રમાણે " નાતબહાર કરવામાં " મોટામાં મોટી અને છેલ્લામાં છેલ્લી સજા છે. તે સજા ઇસમાઇલી અમલદારો નજીવા કારણથી ઉપરની સજા કરે છે.

( ૪ ) આપ ઇમામ "નિરપક્ષપાતવાળો કમીશન" નિમીને ઇસમાઇલી અમલદારોના ઇન્સાફના કારભારની તપાસ કરાવીને રીપોર્ટ મંગાવવા મહેરબાની કરશો. જેથી ભવિષ્યમાં ગરીબ ખોજાઓને ઇસમાઇલી અમલદારોના હાથે દુઃખ સહન કરવું પડે નહીં. એવો દયાનો હુકમ આપ નામદાર ફરમાવવા કૃપા કરશો.

( ૫ ) અમો ઇસમાઇલી ખોજાઓનો ધર્મ એકજ છે, અને મુરશીદ પણ એકજ છે. તો પછી ઇસમાઈલી અમલદારોએ જુદા જુદા ગામનાં જુદા જુદા ઇસમાઇલી કાયદા શું કામ ઘડયા છે? તેનો પણ ઉપરના કમીશન પાસેથી રીપોર્ટ મંગાવવાની દયા ફરમાવશો.

( ૬ ) ઇસમાઈલી અમલદારોને મેં અરજીઓ કીધી હતી કે, ઉપરના ઇસમાઈલી કાયદા કોના હુકમથી ઘડયા છે? તેનો ખુલાસો બહાર પાડવા મહેરબાની કરશો. પરંતુ કોઇપણ ગામનાં અમલદારે તેનો ખુલાસો બહાર પાડવાની મહેરબાની કીધી નહીં.

( ૭ ) ઇસમાઇલી અમલદારોએ ઇસમાઇલી કાયદામાં કલમો છપાવી છે, તે અમારા ધર્મ અને આપ ઇમામના ફરમાન વિરૂદ્ધ છપાવી છે, તેની થોડી હકીકત આપ ઇમામની હુઝુરમાં રજુ કરવાની રજા લઉછું:-

અમારાથી જમાતખાના સિવાય ખુદાની ઇબાદત થઇ શકે નહીં.

હજરત ઇમામહુશેન અલ્લેસલ્લાનો કીસ્સો અમારાથી વંચાય નહીં.

મહોરમની છબીલ અમારાથી થઇ શકે નહીં.

લગન વખતે ફૉરમ ઉપર અમારી સહી

દીયે, જો અમો સહી ન કરીયે તો અમારા લગન અટકાવી દીયે.

અમારા માથે જુની નીકળતી બાકી, બાપ દાદાની હોય તો, પણ લગન અને અટકાવીને વસુલ કરે.

નહીં,

અમારાથી ઇશનાઅશરીને ભેટ દેવાય ગાવવા તેમજ લેવાય પણ નહીં. તેજ પ્રમાણે લગન અને મરણ પ્રસંગે નોતરૂં, દેવાય નહીં, અને લેવાય પણ નહીં.

ઉપરના કાયદા પ્રમાણે કોઇપણ નહીં ચાલે તો, તેને નાતબહાર કરે.

અમોને નાતબહાર કીધો હોય તો અમારા, સગાં વહાલાથી બોલાય નહીં, અને પોતાની સ્રી સાથે પણ રહેવાય નહીં. અને જો અમારા સગાંવહાલા અમારી સાથે વાતચીત કરે તો, તેને પણ નાતબહાર કરે.

તે ઉપરાંત ઈસમાઇલી કાયદામાં ઘણી કલમો વાંધા ભરેલી છે. તેથી આપ ઇમામ દરેક ગામના ઈસમાઇલી કાયદા મંગાવીને તપાસવાની કૃપા કરશો.

(૮) ઇસમાઇલી અમલદારોને મેં અરજીઓ કીધી હતી, તે દરેક અરજીઓની નકલ મુંબઈની ઇસમાઇલી કૌન્સીલને પણ મોકલી છે. તે અરજીઓની તારીખો અને નંબરો આપ ઇમામની હુઝુરમાં રજુ કરવાની રજા લઉં છું. તે અરજીઓની પણ ઉપરના કમીશન મારફત તપાસ કરાવવા કૃપા કરશો.

જાવક નંબર (૧) મુંબઇ તા. ૧૬–૫–૧૮ના

"મુંબઈના મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા અલારખીયાભાઇ જીવરાજને અરજી કીધી હતી."

જાવક નંબર (૨) મુંબઇ તા. ૧૭–૬–૧૮ના

"ઉપરના મુખી કામડીયા સાહેબને અરજી કીધી હતી"

જાવક નંબર (૩) મુંબઇ તા. ૨૧–૬–૧૮ના
" મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કીધેલી અરજી."
જાવક નંબર (૪) મુંબઇ તા. ૨૩–૭–૧૮ના
" મુંબઇના મુખી કામડીયા સાહેબને કરેલી અરજી."
જાવક નંબર (૫) મુંબઇ તા. ૭–૮–૧૮ના
" મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."
જાવક નંબર (૬) મુંબઈ તા. ૨૦–૯–૧૮ના
' મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કીધેલી અરજી,"
જાવક નંબર (૭) મુંબઇ તા. ૨૪–૯–૧૮ના
" કાઠીયાવાડની ઇસમાઇલી કૌન્સીલોને કીધેલી અરજીઓ."
જાવક નંબર (૮) મુંબઇ તા. ૩–૧૦–૧૮ના
,'મુંબઇના મુખી કામડીયા સાહેબને કરેલી અરજી."
જાવક નંબર (૯) મુંબઇ તા. ૨૫–૧૦–૧૮ના
" ધોરાજીના મુખી વાલજીભાઇ ડોસા તથા કામડીયા મીઠાભાઈ રતનશીને કરેલી અરજી."
જાવક નંબર (૧૦) મુંબઇ તા. ૧–૧૧–૧૮ના
" મુંબઇના મુખી કામડીયા સાહેબને કરેલી અરજી."

જાવક નંબર (૧૧) મુંબઇ તા. ૧૨–૧૧–૧૮ના
"મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."

જાવક નંબર (૧૨) મુંબઇ તા. ૨૩–૧૧–૧૮ના
"મુંબઇની કૌન્સીલને કીધેલી અરજી."

જાવક નંબર (૧૩) મુંબઇ તા. ૨–૧૨–૧૮ના
"મુંબઇના મુખી સાહેબને કીધેલી અરજી."

જાવક નંબર (૧૪) મુંબઇ તા. ૧૧–૧૨–૧૮ના
"ધોલેરાના વારસ રહેમતુલા અલીભાઇને કરેલી અરજી."

જાવક નંબર (૧૫) મુંબઇ તા. ૨૧–૧૨–૧૮ના
"રાજકોટની ઇમામી ઇસમાઈલી કૌન્સીલને કરેલી અરજી."

જાવક નંબર (૧૬) મુંબઇ તા. ૨૬–૧૨–૧૮ના
"મુંબઇના મુખી કામડીયા સાહેબને કરેલી અરજી."

જાવક નંબર (૧૭) મુંબઇ તા. ૭–૧–૧૯ના
"મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."

જાવક નંબર (૧૮) મુંબઇના તા. ૨૨–૨–૧૯ના
"પુનાના વારસ ડાહ્યાભાઈ વેલજીને કરેલી અરજી."

જાવક નંબર (૧૯) મુંબઇ તા. ૪–૩–૧૯ના
" મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."
જાવક નંબર (૨૦) મુંબઇ તા. ૧૫–૩–૧૯ના
" મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."
જાવક નંબર (૨૧) મુંબઇ તા. ૩૧–૩–૧૯ના
" મુંબઇની ઈસમાઇલી કૌન્સીલને કીધેલી અરજી."
જાવક નંબર (૨૨) મુંબઇ તા. ૧૪–૪–૧૯ના
" મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."
જાવક નંબર (૨૩) મુંબઇ તા. ૨૧–૪–૧૯ના
" મુંબઈની ઇસમાઇલી કાન્સીલ અને મુખી કામડીયા સાહેબને કરેલી અરજી."
જાવક નંબર (૨૪) મુંબઇ તા. ૫–૫–૧૯ના
" મુંબઇની ઈસમાઇલી કૌન્સીલ અને મુખી કામડીયા સાહેબને કરેલી અરજી."
જાવક નંબર (૨૫) મુંબઇ તા. ૨૯–૫–૧૯ના
" મુંબઇની ઇસમાઇલી કૌન્સીલને કરેલી અરજી."
જાવક નંબર (૨૬) મુંબઇ તા. ૩૦–૧–૨૦ના
" પુનાની ઇસમાઇલી કૌન્સીલ અને વારસ ડાહ્યાભાઇ વેલજીને કરેલી અરજી."

જાવક નંબર (૨૭)      મુંબઇ તા. ૧૧–૨–૨૦ના
" પુનાની ઇસમાઇલી કૌન્સીલ અને વારસ ડાહ્યાભાઇ વેલજીને કરેલી અરજી."

જાવક નંબર (૨૮)      મુંબઇ તા. ૧૪–૨–૨૦ના
" ધી બોમ્બે પંજેભાઇ કમીટીને કરેલી અરજી."

જાવક નંબર (૨૯)      મુંબઇ તા. ૨૧–૨–૨૦ના
" ધી બોમ્બે પંજેભાઈ કમીટીને કરેલી અરજી."

ઉપરની અરજીઓમાંથી પુનાનો વારસ ડાહ્યાભાઇ વેલજીને તા. ૪–૩–૧૯ના જાવક નંબર (૧૯)ની અરજી કીધી હતી કે, " શું કામ આપણા હાજર ઇમામની બેફુર-માની કરીને મજલસ ચાલુ કીધી ? " તેનો ખુલાશો નહીં મલવાથી તે અરજીને બુક નંબર (૬)માં છપાવીને કોમના જાણ માટે બહાર પાડી હતી. તેના ઉપરથી પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજીએ " અહમદનગરની કોર્ટમાં " મારા માથે કેસ માંડયો. તે

કેસમાં આપ ઇમામના ફરમાન વિરૂદ્ધ, ધર્મ વિરૂદ્ધ અને મોટાં કામ વિરૂદ્ધ આપેલી જુબાની, તેનો ખુલાશો માંગવા વાસ્તે ઇસમાઇલી કૌન્સીલો, મુખી કામડીયાઓ, મીશનરીઓ, અને પંજેભાઇઓને દરેક ગામમાં બુક નંબર (૧૨)ની મોકલી હુતી. પરંતુ કોઇના તરફથી પણ તેનો ખુલાસો નહીં મલવાથી આપ ઈમામની હુઝુરમાં આ અપીલ કરૂં છું તેનો પણ ઉપરના કમીશન મારફતે રીપોર્ટ મંગાવવા દયા કરશો.

(૯) મુંબઇની ઇસમાઇલી કૌન્સીલે ગેરકાયદે મારા માથે "રહેમતઅલ્લા" પેપર બાબતનો કેસ ચલાવીને મને "નાતબહાર" કીધો, તે કેસના કાગળીયા મંગાવીને આપ ઇમામ મારી આ "અપીલ"નો ચુકાદો આપવા કૃપા કરશો. જેથી મારી હેરાનગતીનો અંત આવે.

(૧૦) હાજર ઇમામ!! હું આજીજીથી આપની હુઝુરમાં અરજ કરૂં છું જે ઈસમાઈલી અમલદારો જાહેરીમાં આપ ઇમામની બેફરમાની કરીને મજલસને બાને ભોળી કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યા છે. જ્યારે આપ ઈમામની જાહેરીમાં બેફરમાની કરીને કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યા છે, તો અમારા ઇન્સાફ કેવા કરે છે, તેનો રીપોર્ટ મંગાવીને તપાસ કરશો તો, આપ ઇમામને ઇસમાઇલી અમલદારોના ઇન્સાફની ખાત્રી થાશે. મોટાં ઇસમાઈલી અમલદારો અને મીશનરીઓના આપખુદીના કારભારની યાદી આપ ઇમામની હુઝુરમાં રજુ કરવાની રજા લઉં છું.

વારસ હબીબભાઇ કાસમે આપખુદીથી મોટાં મીશનરીને નાતબહાર કીધો અને મોટાં મીશનરીએ વારસ હબીબભાઇને નાતબહાર કીધો. જ્યારે મોટાં અમલદારો એક બીજા

સામે આપખુદીના હુકમો કાઢે છે, તો પછી અમારા માથે ઇસમાઇલી અમલદારો પોતાના આપખુદીનાં કેવા હુકમો કાઢે છે, તેની મેં અરજીઓ કીધી છે. તે અરજીઓ આપ ઈમામ મુંબઇની ઇસમાઇલી કૌંન્સીલ પાસેથી મંગાવવા કૃપા કરશો.

(૧૧) ઇસમાઇલી અમલદારોના કારભાર વિશે જે મેં બુકો નંબર (૧) થી (૧૨) છપાવી છે, તે સર્વે મેં મુંબઇની કૌંન્સીલને મોકલી છે, આની નકલ "મુંબઇની ઇસમાઇલી કૌંન્સીલ" તે ઉપરાંત દરેક ગામની કૌંન્સીલને મોકલી છે.

લી૰ આપનો મુરીદ,

**રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાનો**

મુજરો કબુલ કરશો.

ઠે૰—ત્રાંબાકાંટા પાયધોની,

મુ. મુંબઈ.

# નીચેની બુકો તૈયાર છે.

---

"ડાહ્યા વારસની બદનક્ષીના કેસના બે ભાગ.

"ઇસમાઇલી અમલદારો, મીશનરીઓ, અને પંજેભાઇઓને પુછેલા સવાલ" બુક નં૦ (૧૨)

"મુંબઇની કેળવાયલી ઇસમાઇલી કૌન્સીલના ઇન્સાફ કે કાવત્રાં." બુક નં૦ (૮) અને (૯)

"મુખી મેઘજીભાઇ મુળજીનો છટકો અને કેશવજીનો ફટકો." બુક નં૦ (૭)

"બાહોશ ઇસમાઇલી કૌન્સીલના આપખુદીના કામ જોવાનો આરીસો." બુક નં૦ (૬)

"વારસોએ આપખુદીથી કોમ માથે નાખેલા કર અને વરતાવેલો કેર." બુક નં૦ (૪) અને (૫)

**દરેક ભાગનો એક આનો.**

"રહેમતુલાના કેસની બુક" ભાગ ૧—૨—૩

**દરેક ભાગની કીંમત ત્રણ આના પોસ્ટ જુદું.**

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

**ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.**